# ઘરથારની મંજુરી

(વડોદરા રાજ્યના એકેએક પ્રજાજનને ખાસ
ઉપયોગી પુસ્તિકા.)

: લેખક અને પ્રકાશક :
સોમનાથ મહાસુખરામ દવે.
વ્યવસ્થાપક : પરોપકાર કાર્યાલય
મુ. પાનસર (ઉત્તર ગુજરાત)

આવૃત્તિ ૧ લી    પ્રત ૧૦૦૦
સંવત ૧૯૮૬    સને ૧૯૩૦

કિંમત રૂ. ૦-૩-૬.    પોસ્ટેજ રૂ. ૦-૦-૬

# વાંચો અને વંચાવો

## પુસ્તક તથા પત્રિકાઓની છુટક નકલના

### ભાવતાલ.

| | કિંમત | પોસ્ટેજ |
|---|---|---|
| ૧ વેઠનો ટીકા વાળો ધારો. | ૦—૩—૬ | ૦—૦—૬ |
| ૨ બાળ લગ્ન | ૦—૨—૦ | ૦—૦—૬ |
| ૩ ઘરધારની મંજુરી | ૦—૩—૬ | ૦—૦—૬ |
| ૪ માપણીનું વર્ગમૂળ | ૦—૨—૦ | ૦—૦—૬ |
| ૫ મોંબદલો | ૦—૩—૦ | ૦—૦—૬ |
| ૬ આપમત વેરો | ૦—૩—૬ | ૦—૦—૬ |
| ૭ કુઓ અને ભેરાણ | ૦—૩—૦ | ૦—૦—૬ |
| ૮ ચૌદશીયા ટોળી કે ચંડાળ ચોકડી | ૦—૪—૦ | ૦—૦—૬ |
| ૯ પટેલ પાડો કે સુડી વચ્ચેની સોપારી | ૦—૩—૦ | ૦—૦—૬ |

દરેક પત્રિકાની કિંમત રૂ. ૦—૦—૬ અને પોસ્ટેજ રૂ. ૦—૦—૬ છે,

### સુચના

નં. ૧ થી ૪ સુધીનાં પુસ્તક હાલ તૈયાર છે. નં. ૫ નું છપાય છે અને નંબર ૬ થી નંબર ૯ સુધીનાં તા. ૩૧-૧૨-૩૦ સુધીમાં છપાઈને બહાર પડવાનાં છે. એક રૂપીયાથી ઓછુ વી. પી. કરતા નથી માટે એથી ઓછી કિંમતનાં પુસ્તક જોઈએ તો કવરમાં પોસ્ટ નાંખી મોકલવી.

લી. **સોમનાથ મ. દવે.**

વ્યવસ્થાપક, પરોપકાર કાર્યાલય

મુ. પાનસર (ઉત્તર ગુજરાત)

# ઘરથારનાં મજુરો

( વડોદરા રાજ્યનાં એકે એક પ્રજાજનને ખાસ
ઉપયોગી પુસ્તિકા. )

લેખક અને પ્રકાશક :

**સોમનાથ મહાસુખરામ દવે.**

વ્યવસ્થાપક : પરોપકાર કાર્યાલય

મુ. પાનસર ( ઉત્તર ગુજરાત )

આવૃત્તિ ૧ લી — પ્રત ૧૦૦૦

સંવત ૧૯૮૬ — સને ૧૯૩૦

કિંમત રૂ. ૦-૩-૬. પોસ્ટેજ રૂ. ૦-૦-૬

# ગ્રાહકોને વિનંતી.

આ પુસ્તિકાના ગ્રાહકોના ચરણે લેખકની પગે પડીને નમ્ર પ્રાર્થના છે કે, તેઓએ એક દિવસ પોતપોતાના ગામના લોકોને એકઠા કરી જાહેર રિતે આ પુસ્તિકા વાંચી સંભળાવવી.

આ પુસ્તિકામાં ઘરથારની મંજુરીનો વિષય ઘણી સહેલી રિતે સમજી શકાય એવી ગોઠવણી કરવામાં આવી છે. તો પણ કંઇ હકિકત ન સમજાય તો અમને લખી પુછવું. જવાબ માટે એક આનાની પોસ્ટ ટીકીટ બીડવી. લી. સેવક.

મુ. પાનસર ( ઉત્તર-ગુજરાત ) **સોમનાથ મ. દવે.**

તા. ...-૧૯૩૦ વ્યવસ્થાપક, પરોપકાર કાર્યાલય



ધી "સૂર્યપ્રકાશ" પ્રિન્ટીંગ પ્રેસમાં પટેલ મૂળચંદભાઇ ત્રીકમલાલે છાપી. ઠે. પાનકોર નાકા—અમદાવાદ.

# અર્પણ પત્રિકા

**શ્રી. શ્રી. છોટાલાલ મૂળચંદ શેઠ.**
**પાનસર એ. વી. સ્કુલના સંચાલક.**
**મુ. પાનસર** ( ઉત્તર–ગુજરાત )

વંદે માતરમ્

આપ પાનસરના વતની છો. હું પણ પાનસરનો વતની છું. આપે આપની અઢળક દૌલતનો સદ્વ્યય વિદ્યાદાનમાં કરવા માંડયો છે. અને તેથી આ ગામ તથા ફરતાં ગામનાં બાળકો તેનો અમૂલ્ય લાભ લઈ પોત પોતાનું ભવિષ્ય સુધારી આપને શુભાશિષ દેઇ રહ્યાં છે. એ હું મારા જાત અનુભવથી જોઇ શકયો છું.

જગતમાં શ્રેષ્ટમાં શ્રેષ્ટ વસ્તુ વિદ્યા છે. આ વિદ્યાનું દાન એ એક એવું પુન્ય છે કે જેનો જગમાં જોટો નથી. એવું મહાન પુન્ય સંપાદન કરવા તરફ તેમજ જગતની અનેક કુરૂઢિયોનો નાશ કરવા તરફ આપે આપની મનોવૃત્તિ રોકેલી છે. વિગેરે વિગેરે આપના અગણિત સદ્ગુણોનું આકર્ષણ થતાં આ લઘુ પુસ્તક આપ શ્રીમાનને અર્પણ કરવાની મને પ્રભુ પ્રેરણા થાય છે તો તેનો સ્વિકાર કરવા કૃપાવંત થશો.

તા. ૧–૫–૧૯૩૦ અક્ષય તૃતિયા
સંવત ૧૯૮૬
**મુ. પાનસર** ( ઉત્તર–ગુજરાત )

લી. સેવક.
**સોમનાથ મ. દવે**

# પ્રસ્તાવના

---

વડોદરા રાજ્યમાં ગામઠાણની કબજા ભોગવટાની જમીનમાં ઘર બાંધવાની મંજુરી લેવી પડે છે. શ્રીમંત સરકારે આવા પ્રસંગે મંજુરી લેવાનું ઠરાવ્યું છે તેથી ગામડાંની પ્રજાને હેરાન ગતી વધી છે એમ કહી, મંજુરી લેવાનો કાયદો રદ કરવા કેટલાક ભાઇઓ તરફથી કેટલીક સભાઓમાં રાજ્યને વિનંતી કરનારા ઠરાવો લાવવામાં આવેલા છે. પરંતુ મંજુરી લેઇને બાંધકામ કરવામાં આવે છે તેથી સરકારી જમીન દબાવીને ચણ્યું છે અથવા સાર્વજનિક હરકત આવે એવું બાંધકામ કર્યું છે એમ કહેવાનો માર્ગ બંધ થાય છે. એટલે જો મંજુરી લેવાની આંટ શ્રી સરકાર તરફથી બંધ કરવામાં આવે તો, હાલ છે તે કરતાં વિપત્તિ વધવા પામે એવી મારી માન્યતા છે.

હાલ જે કાયદો છે તે રાજ્ય અને પ્રજા બન્નેને હાનીકારક નથી પણ હિતકારક છે. તેથી તેને રદ કરવાની ચળવળ કરવી એ અયોગ્ય છે. આ કાયદો રદ કરાવવાની બીલકુલ જરૂર નથી પરંતુ મંજુરી માગતાં ગેરકાયદે કનડનારાઓને તેમની ફરજનું ભાન કરાવવાની ખાસ જરૂર છે. અને તે કામમાં ઉપયોગી થાય એવી વિગતોની નોંધ મેં આ પુસ્તિકામાં લીધી છે. મને આશા છે કે દરેક વાંચક વર્ગ તેનો સદ્વ્યય કરી પિડીતોની આશિષ મેળવશે.

લી. સેવક

મુ. પાનસર (ઉત્તર-ગુજરાત) — સોમનાથ મ. દવે

તા. ૧-૫-૧૯૩૦ — વ્યવસ્થાપક, પરકયલાયરોપ.

# ઘરથારની મંજુરી.

## ૧ મંજુરી બાબત.

(૧) ગામતળની પોતાના કબજા ભોગવટાની જમીનમાં કોઇને ઘર બાંધવું હોય તો તેમ કરતાં પહેલાં ત્રીસ દિવસ અગાઉ વહિવટદાર મહાલકરીના નામની અરજી લખીને પોતાના ગામના પટેલને આપવી. અરજી ઉપર એક આનાનો કોર્ટ ફી સ્ટેમ્પ ( એક આના વાળી અરજીની રાતા રંગની ટીકીટ આવે છે તે ) ચોઢવાનું તથા અરજી આપીને પહોંચ લેવાનું ચુકવું નહિ.

(૨) મંજુરી "ઘર બાંધવું" હોય ત્યારેજ લેવી પડે એમ ઠરાવ્યું છે માટે માત્ર એ કામ સારૂજ આવી મંજુરી માગવી. "ઘર બાંધવું" એ શબ્દનો અર્થ આજ્ઞા પત્રિકા ભાગ ૨ તા. ૮-૮-૧૯૧૮ પૃષ્ટ ૧૩ ઉપર નીચે પ્રમાણે કરવામાં આવ્યો છે.

"ઘર બાંધવું એટલે પાયામાંથી માંડીને તદ્દન નવીન ઘર બાંધવું તે."

(૩) બાપુકી જમીનમાં ઘર બાંધવું હોય તો મંજુરી માટે નીચેના નમુનાની અરજી આપવી.

---

વિષય—ઘર બાંધવાની પરવાનગી મળવા બાબત.

| આ સ્થળે એક આનાની અરજીની ટીકીટ ચોઢાવી. |
|---|

શ્રીમંત સરકાર વિ૦ મે...          મહાલના વહિવટદાર સાહેબ

મુ:—

અરજદાર,

મોજે..........તાલુકે........ના રહીશ..................
ની સલામ સાથે અરજ કે,

મજકુર ગામે........ફળીઆમાં મારી માલકી કબજા ભોગવટાની બાપુકી પડેલા ઘરથારની જમીન છે. તેમાં મારે ઘર બાંધવું છે તો પરવાનગી આપવા મે. કરશો. તારીખ.

રવાના. રા....          ગામના પટેલ }  (સહી)..........

ની મારફતે.

---

સુચના–अ. પડેલા ઘરની જમીન હોય તો ઉપર પ્રમાણે લખવું.

ब. ઉભાં ઘર હોય અને તે ઉતારીને નવાં કરવાં હોય તો "મારી માલકી કબજા ભોગવટાનાં ઉભાં ઘર નંગ છે તે જીર્ણ થવાથી પાડી નાંખી નવેસર કરવાનાં છે" એમ લખવું. અને

क. માલકી કબજા ભોગવટાની પાયા શિવાયની જમીનમાં ઘર બાંધવું હોય તો "મારી માલકી કબજા ભોગવટાની ઘરથારની જમીન છે તેમાં મારે ઘર બાંધવું છે" એમ લખવું.

૪ વેચાણ, ગીરો, બક્ષીસ કે ધર્માદા વિગેરે કારણે મળેલી જમીનમાં ઘર બાંધવું હોય તો નીચે પ્રમાણે મંજુરી માટે અરજ આપવી.

આવી અરજી સાથે દસ્તાવેજની નકલ કરીને સામેલ રાખવી અને દસ્તાવેજની નકલ ઉપર ચાર આનાની અરજીની ટીકેટ ચોઢવી. પટેલને અરજી અને નકલ બન્ને આપવાં તથા અસલ દસ્તાવેજ પટેલ રજુવાત કરી લે એટલે એજ વખતે પાછો લઇ લેવો. અને અરજી આપ્યાની પાવતી માગી લેવી.

---

| અહીં એક આનાની અર-જીની ટીકીટ ચોઢવી. |
|---|

**વિષય**—ઘર બાંધવાની પરવાનગી મળવા બાબત.

શ્રીમંત સરકાર વિ૦ મે. મહાલના વહિવટદાર સાહેબ,

મુઃ—

**અરજદાર,**

મોજે..........તાલુકા........ના રહીશ.............ની સલામ સાથે અરજ કે,

મજકુર ગામના ગામતળમાં મેં તા ના રજીસ્ટર દસ્તાવેજથી રૂ. માં ની પાસેથી (ઘર રાખ્યાં હોય તો ઘર, પડેલા ઘરની જમીન રાખી હોય તો તેમ અને વગર પાયાની ઘરથારની માલકી કબજા ભોગવટાની જમીન રાખી હોય તો તેમ.

જેમ હોય તેમ અહીં લખવું. અને ગીરોથી રાખી છે કે વેચાણથી તે બતાવવું. બક્ષીસ કે ધર્માદામાં મળેલ હોય તો તેવી રીતે લખવું. આવા પ્રસંગે રાખ્યાની રકમનો આંકડો હોતો નથી.) રાખી છે. તેમાં મારે ઘર બાંધવું છે તો પરવાનગી આપવા મે. કરશો. દસ્તાવેજની ખરી નકલ આ સાથે રજુ કરૂં છું.

તારીખ...

રવાના રા. ગામના } (સહી)......

પટેલની મારફતે.

૫ જુના પાયા કાયમ રાખીને જુના પાયા ઉપરજ બાંધ કામ કરવું હોય તો મંજુરીની જરૂર નથી. ઘર બાંધવું એ વ્યાખ્યામાં જે કાર્યનો સમાવેશ ન થતો હોય તેવાં સઘળાં કાર્યને માટે પણ મંજુરીની જરૂર નથી. માલકી કબજા ભોગવટાની જમીનમાં ઢોર બાંધવાના માંડવા કરવા હોય તો તે કરવા માટે પણ મંજુરીની જરૂર નથી. થાંભલા જમીનમાં દાટીને માંડવો કરવા માટે મંજુરીની જરૂર નથી પણ ખુલ્લી મુકીને થાંભલા ઉભા કરવા હોય તો મંજુરીની જરૂર પડે છે. ઘરના પતરાં કાઢી નાંખી નળીયાં નાંખવાં હોય કે નળીયાં કાઢી નાંખી પતરાં નાંખવાં હોય તો મંજુરીની જરૂર પડતી નથી. વ્હાઇટ વૉશ કરવાને માટે તેમજ બારી બારણાં મુકવાને માટે કે હોય તો પુરી લેવાને માટે મંજુરીની જરૂર પડતી નથી. જમીન મહેસુલ સંબંધી નિયમની કલમ ૧૫૫ નો ચોકખે ચોકખો અર્થ એવો છે કે, "**પાયામાંથી માંડીને તદ્દન નવીન ઘર બાંધવાનું ન હોય ત્યાં સુધી મંજુરીની જરૂર નથી.**"

૬ જુનું ઘર પાડીને ફરીથી મકાન કરવું હોય તો મંજુરી મળી શકે. ઘણાં વર્ષો પૂર્વે પડી ગએલું ઘર અત્યારે નવીન કરવું હોય તો મંજુરી મળી શકે. જુના ઘરમાંથી થોડી જમીન વાપરવા માટે ખુલ્લી રાખીને ઘર બાંધવું હોય તો પણ પરવાનગી મળી શકે. અને પોતાની માલકી કબજા ભોગવટાની વગર પાયાની જમીન પ્રથમના ઘરમાં વધારીને ઘર બાંધવું હોય તો પણ પરવાનગી મળી શકે., માલકી કબજા ભોગવટાની જમીનમાં પ્રથમ ઘર ન હોય પણ છાંણાં, લાકડાં, ઘાસ પુળા વિગેરે નાંખવામાં વપરાતી હોય તેવી જમીન આંગણાની હોય કે વાડાની હોય તો પણ તેમાં ઘર કરવાની પરવાનગી મળી શકે. આંગણાની જમીન પણ ઘરથારની ગણાય છે અને ગામતળના વાડાની જમીન પણ ઘરથારની ગણાય છે. જમીન મહેસુલ સંબંધી નિબંધની કલમ ૩ (ઝ) માં ઘરથારની જમીનની વ્યાખ્યા નીચે મુજબ કરેલી છે.

" **ઘરથારની જમીન**—એટલે જમીનનો જે વિભાગ ઇમારતી કામ સારૂ ધારણ કરેલો હશે તે વિભાગ પછી તે વિભાગ ઉપર વાસ્તવિક ઇમારત બાંધેલી હોય કે ન હોય અને તેમાં તે વિભાગ ઉપર બાંધેલી ઇમારતથી ઘેરાયેલી અથવા તેને લગતી જે ખુલ્લી જમીન અથવા આંગણું હોય તે ખુલ્લી જમીનનો અથવા આંગણાંનો પણ સમાવેશ થાય છે. "

જેવી રીતે પાયાવાળી જમીનમાં ઘર કરવાની પરવાનગી મળી શકે છે તેવીજ રીતે પાયા શિવાયની માલકી કબજા ભોગવટાની જમીનમાં પણ ઘર કરવાની પરવાનગી મળી શકે છે. જેને પાયા વાળી જમીનમાં ઘર કરવાની પરવાનગી આપવાની સત્તા છે તેનેજ પાયા શિવાયની જમીનમાં પણ ઘર કરવાની પરવાનગી આપવાની સત્તા છે.

( કેટલાંક ગામડાંમાં એવી સમજ ફેલાએલી જોવામાં આવે છે કે, પાયાવાળી જમીનમાં પંચાયત પરવાનગી આપી શકે અને પાયા શિવાયની જમીનમાં વહીવટદાર આપી શકે. આવી માન્યતાથી ઘરમાં પાયા ઉપરાંત માલીકીની જમીનમાંથી થોડીક જમીન ભેળવવી હોય છે ત્યારે તથા પાયા શિવાયની જમીનમાં ઘર બાંધવું હોય છે ત્યારે લોકો વહીવટદાર પાસે ન જવું પડે એટલા ખાતર પટેલ તલાટી તથા પંચાયતવાળા કહે છે તેમ કરી છુટે છે. આવી ખોટી માન્યતા લોકોમાંથી દૂર થવાની જરૂર છે. )

૭ જમીન પાયાવાળી હોય કે પાયા વગરની હોય પણ ઘર બાંધવાની પરવાનગી આપવાનો અધિકાર વહીવટદાર–મહાલકરીનો જ છે. પરંતુ કેટલાંક સ્થળે લાયક પટેલો હોય ત્યાં લેખી હુકમ કરીને પરવાનગી આપવાનો અધિકાર વહિવટદાર–મહાલકરી પટેલને આપે છે અને બાકીનાં સ્થળે તે અધિકાર ગ્રામ પંચાયતો ભોગવે છે.

૮ જમીનનો કબજેદાર તથા ભોગવટો કરનાર જમીનમાં ઘર બાંધવાની પરવાનગી માગી શકે છે. જેનો ખરેખર કબજો ભોગવટો ન હોય એવો સખસ મારે માલકીની તકરાર છે માટે પરવાનગી આપશો નહિં એમ અરજ કરતો આવે તો કબજેદારને પરવાનગી આપવાની ના પાડી શકાય નહિં. વાંધો ઉઠાવતો આવે તેને દિવાનીમાં જવા ફરમાવી શકાય. કબજેદારને દિવાનીમાં જવાનું કહેવાય નહિં. ગીરો હક્કથી કબજેદાર ભોગવટેદાર હોય તે પણ પરવાનગી માગી શકે. મૂળ માલિક પરવાનગી આપશો નહિં એમ કહેતો આવે તેથી પરવાનગી આપવાનું અટકાવાય નહિં. મૂળ માલિક ના પાડે છતાં ગીરોદારને પરવાનગી આપવી પડે. વાંધો હોય તો મુળ માલિક દિવાનીમાં જાય એવો હુકમ કરી શકાય.

૯ પરવાનગી આપવાની ના પાડવામાં આવે અગર પરવાનગી આપવામાં આવે તેમાં અન્યાય થતો હોય તો તે સામે, મે. મહાલ વહિવટદાર સા. ને તથા મે. પ્રાંત સુબા સાહેબ ( પ્રાંત પંચાયતના અધ્યક્ષ )ને ગામ પંચાયતનું કામ દેખીતી રિતે અન્યાય ભરેલુ છે માટે તપાસ કરી ન્યાય આપવા એક આનાની અરજીની ટીકીટ ચોઢી રજીસ્ટર પોસ્ટથી અરજ થઇ શકે છે.

૧૦ કોઇ અરજદાર ઘર બાંધવાની પરવાનગી મળવા અરજ કરે એટલે જે જમીનમાં ઘર બાંધવાનું છે તે જમીનની માપણી કરવા અને નકશો કરવા આવવાની પટેલ તલાટીની ફરજ છે. કેટલાંક સ્થળે પટેલ તલાટીને પરાણે લોકો બોલાવી લાવે છે એ વ્યાજબી થતું નથી. અરજી આપી એટલે વગર બોલાવ્યે આવવાની પટેલ તલાટીની ફરજ છે, છતાં અરજદારો ધકકા ખાઇ ખાઇને થાકી જાય છે છતાં કેટલાક હઠીલા હનમાન જેવા પેટેલ તલાટી જ્યાં સુધી પોતાનું મન કુંણું ન પડે ત્યાં સુધી માપ લેવા જતા નથી અને અરજદારને કાયર કાયર કરી મુકે છે. પટેલ તલાટીની આવી આપ ખુદી સહન કરી લેવી તે ખુલ્લે ખુલ્લી નામર્દાઇ છે. જે મરદ હોય તે આવી લાડકાઇ કરતા પટેલ તલાટીઓને એકજ અરજીમાં કુંણા માંખણ જેવા બનાવી દે છે. જે ગામના લોકો ચૌદશીયાથી ચગદાઇને નપુશક જેવા બની બેઠા હોય છે, તેવાં ગામોમાં ગામ પંચાયતમાં બનતાં સુધી ચૌદશીયા ઘુસી ગએલા હોય છે. આવા ચૌદશીયા સુચના પત્ર મળવા છતાં પંચાયતની બેઠક ભરતા નથી. એવાં સ્થળે પટેલ તલાટી સાહેબ પોતે કુંણા થાય છે એટલે મંજુરી આપવાનો ઠરાવ ઠરાવ બૂક લખે છે અને પછી અરજદાર એકલો ઠરાવ બૂક તથા ખડીયો કલમ લઇને પંચાયતના મેમ્બરોના ઘરો ઘર રખડે

છે. પંચાયતના કુડીયા મેમ્બરો હોય છે તે આવી રિતે અરજદારોની એકાંતમાં મુલાકાત લે છે. અરજદારોને ખુબ પાણી ઉતરાવે છે. અને પછી સહી કરી આપે છે અગર સહી કરવાની ના પાડે છે. અરજદાર મહા મુશીબતે ત્રણ ચાર પંચોની સહીઓ મેળવી શકે છે એટલે અરજદારને અનુકુળ થએલા પંચાયતના અધ્યક્ષ ચણતર કામ કરવાની રજા આપે છે. અરજદાર આ રિતે મંજુરી મેળવી ચણતર કામ કરે છે પણ જો બધા પંચોમાંથી કોઇનું દીલ દુઃખાણું હોય છે તો તે પંચાતીયો એકાદ નનામી અરજી ફેંકે છે. અને એમ કરીને નિરપરાધીયોને હેરાનગતીના હવનમાં હોમે છે. આ બધુ થવા પામે છે તેનું કારણ અરજદારોની અજ્ઞાનતા છે. આવી પદ્ધત તદ્દન ગેર કાયદે છે. અરજદારોએ મંજુરીની અરજ આપવી, અને અરજીની પહોંચ લેઇ ઠંડા કાળજે પોતાના ઘેર બેસી રહેવું. ગાંડા ઘેલા થઇને પટેલ તલાટીની અગર ગામ પંચાયતના મેમ્બરોની પાછળ ભટકવું નહિં. એમની પાછળ ભટકીયે છીએ એટલે એ આપણને પાગલ ગણે છે અને આપણી નિર્બળતાનો લાભ લેવાનું ચુકતા નથી. અરજી આપ્યા પછી ૩૦ દિવસની અંદર મંજુરી નથી મળી એવી વિગત જો કોઇ અરજદાર મે. વહિવટદાર સાહેબના ધ્યાન ઉપર મુકે તો પટેલ તલાટીને શિક્ષા થાય છે. માટે તેમને તેડવા ન જવું પણ તેમની ખરાબ આદત છોડાવવા માટે જો ૩૦ દિવસમાં મંજુરી ન મળે તો, મે. વહિવટદાર સા. ને અરજ કરવા ચુકવું નહિં. આપણા લોકો હીણાનું અદીઠ કરવાનું સુત્ર ઝાલી બેઠા છે, પરંતુ એમણે સમજવું જોઇએ કે એવું કરવાથી હીણાઓને ઉત્તેજન મળે છે અને પરિણામે હીણાઓનું નાનું સરખુ લશ્કર એકઠું થાય છે. આ લશ્કરમાં એક સંપીથી એકઠા થએલાઓ જેમ વરનું ટોળું

એકલ ડોકલ અને બળહીણાને ફાડી ખાય છે, તેમ કાયદાના અજ્ઞાન માણસને રંજાડી રખડાવી હેરાન હેરાન કરી મુકે છે. માટે એવા હીણાઓને ઉત્તેજન આપવું એ મહા પાપ છે. હીણાઓને ઉતેજનનો આપનારો પોતે દુઃખી થાય છે, પોતાનાં સ્વજનોને દુઃખી કરે છે અને પોતાની પ્રજાને દુઃખના દરીયામાં ડુબાવતો જાય છે. જે સમજુ હશે તે આવું પાપ નહિં કરે. સાપને દુધ પાવું એ ડહાપણ નથી પણ મુર્ખતા છે. એવી જ રિતે આવા લોકોને તેમનાં દુષ્યકૃત્યોમાં ઉત્તેજન આપવું તે ચોકખે ચોકખી મૂર્ખતા છે. પટેલ તલાટીને શ્રીમંત સરકાર પગાર આપે છે, તેમના હોદ્દાનું તેઓ પોતાની ફરજ પ્રમાણે કામ ન કરે તો તેમને સરકાર કસુરવાન ગણે છે. સરકારી કાગળોમાં તેઓ ખોટી નોંધ લે તો સરકાર તેમને કસુરવાન ઠરાવી નોકરી પરથી દૂર કરે છે તથા તેમના પર ફોજદારી રાહે કામ ચલાવે છે. ૧૦ ફુટ માપ હોય તો ૧૧ લખવાની તેમને સત્તા નથી અને ૧૧ ફુટ હોય તો ૧૦ લખવાની તેમને સત્તા નથી તેઓ ગોટાળા કરે અને તે નભે તો તેમાં સરકારનો દોષ નહિં પણ આપણ એવી વાતો છુપાવીયે છીયે માટે આપણો દોષ ગણાય, પટેલ તલાટીને કોઇ પ્રસંગે મનવેર કરી માપવા બોલાવવા નહિ. તેમજ સહીઓ કરાવવા ઠરાવ બુક લઇને પંચાયતના મેમ્બરોના ઘરો ઘર રખડવું નહિં. કોઇને કંઈ આપવું નહિં. કોઇથી જરાયે ડરવું નહિં. ૩૦ દિવસ સુધી રાહ જોવી અને મંજુરી ન મળે તો, મે. વહિવટદાર સા. ને તેવી વિગત જાહેર કરી બાંધ કામ શરૂ કરી દેવું. પટેલ તલાટી અને પંચાયતવાળા આપણા જેવાં માનવી છે. એમના માથે સરકાર અને પ્રભુ છે. આપણા માથે પણ સરકાર અને પ્રભુ છે. વડોદરા જેવા રાજ્યમાં ગેર કાયદે ત્રાસના આપનારાથી જે

કરીને ચાલે તે માણુસ માનવી નથી પણ શીંગડાં પુછડાં વિનાનો બળદીયો છે.

૧૧ જે જમીન આપણી માલકી કબજા ભોગવટાની ન હોય પણ સરકારી પડતર હોય તેમાં પટેલ તલાટી અગર ગામ પંચાયત વાળાઓને અનુકુળ કરી પરવાનગી મેળવી મકાન કરવું એ એક પ્રકારની બેવકુફી છે. કારણ કે કાળે કરીને ગામમાં કુસંપ જામે ત્યારે એ વાત ઉઘાડી પડયા શિવાય રહેતી નથી. મુખી પટેલ બદલાય એ વખતે તો એવી વાતો જરૂર પ્રકાશમાં આવે છે અને એના પરિણામે કેટલાંયે સ્થળે અથાગ ખર્ચ કરીને બાંધેલાં મકાન તોડી નાંખવાં પડે છે તથા શ્રી સરકારને ઉપજ અને દંડ ભરવો પડે છે. વળી પટેલ તલાટી અને પંચાયતને અનુકુળ કરવામાં અને ફરીથી કામ ઉખળે તે વખતે લઢવા વઢવામાં ખર્ચ ખુશામત અને ખટપટ કરેલી બરબાદ જાય છે. સમજુ માણસ હોય છે તે ગમે તેવી સવડ હોય છતાં સરકારી જમીન દબાવવા ઇચ્છતો નથી. સરકારી જમીન દબાવીને આવું કામ કરે તે કરતાં ઉચ્ચક રકમ આપીને વેચાણ લેઇ બાંધકામ કરનાર ઓછા ખર્ચમાં ઉતરે છે. એક તસુ સરકારી જમીન દબાવવી નહિં અને પોતાની હોય તેમાંથી એક તસુ જમીન જતી કરવી નહિં.

૧૨ જે સ્થળના પટેલો લાયક હોય તેમને વહીવટદાર મહાલ કરી મંજુરી આપવાની સત્તા લેખી હુકમ કરીને આપી શકે છે. ( જુઓ જ. મે. સં. નિયમની કલમ ૧૫૫ (૫) ).

પટેલને અધિકાર ન મળેલો હોય તે સ્થળે ગામઠાણની અંદર મકાન કરવા પરવાનગી આપવાનું કામ ગા. પં. સં. નિબંધની

કલમ ૨૪ ड (૧) પ્રમાણે ગામ પંચાયતે કરવાનું છે. એમ આ. ૫. ભાગ ૨ પૃષ્ટ ૧૫૧ તા.૧૬–૨–૧૯૨૮થી ઠરેલું છે, એટલે જ્યાં જ્યાંની ગામ પંચાયતો ગેરકાયદે લાડકાઇ કરતી હોય ત્યાં ત્યાંના ગામ લોકોએ પંચાયત પાસેથી આ અધિકાર છીનવી લેવા મે. વહિવટદાર સા. ને અરજ કરી દેવી જોઇએ છે.

૧૩ પરવાનગી મળવા અરજ આપે એટલેં જો પરવાનગી આપવાનો અધિકાર પટેલને હશે તો પટેલ પરવાનગી આપશે. અને પંચાયતને હશે તો પંચાયત આપશે. જમીનનો નકશો કરશે અને સરકારી કે સાર્વજનિક કંઇ હરકત આવે એમ છે કે કેમ? તે નક્કી કરશે. સાર્વજનિક હરકત આવે એમ હશે તો, એ હરકત દૂર થાય એટલી જમીન વહીવટદારની પરવાનગીથી છોડવાનું ઠરાવશે. પણ એવા પ્રસગે જમીનના માલીકને જમીનની કિંમત ( વળતર ) આપવાનું ઠરશે. આવું વળતર પંચાયતના ફંડમાંથી આપવું એમ નક્કી થએલુ છે. સરકારી જમીન દબાતી હશે તો તે છોડીને બાંધ કામ કરવા ઠરાવશે. આવા પ્રસંગે વળતર મળશે નહિં. પરંતુ માલકીની જમીન હોય છતાં સરકારી છે એમ ઠરાવે તો તે સામે મે, વહિવટદાર સા. ને માલકી ઠરાવી આપવા અરજ થઇ શકશે. અને મે. વહિવટદાર સા. પણ તે જમીનને સરકારી ઠરાવે તો તે સામે દિવાની રાહે ન્યાય મેળવી શકાશે.

“ જે જમીનનો કબજો ઘણી મુદતથી ખાનગી સખસનો હોય તે જમીન સરકાર માલકીની છે એમ કહેવામાં આવે તો પણ તે જમીન સરકાર માલકીની નથી એવા અનુમાન ઉપર કોર્ટ જઈ શકે છે ” કારણકે ગામ નોકરીના નિયમ પ્રમાણે સરકારી જમીનનું

દબાણ ન થવા દેવું અને થાય તો તુર્ત જાહેર કરવું એવી ફરજ પટેલ તલાટીની છે. એટલે પુરાવાના કાયદા પ્રમાણે જમીન સરકાર માલકીની છે અને બીન પરવાનગીથી કબજેદાર દબાવી બેઠો છે. એ સાબીત કરવાનો બોજો સરકારના શિરે રહે છે. કબજેદાર દિવાની કોર્ટમાં પટેલ તલાટી વિગેરેને સાક્ષીમાં બોલાવી શા માટે અત્યાર સુધી આંખ આડા કાન કર્યા હતા? તે તથા બીજી તેને લગતી વિગતો તથા અનેક પક્ષાપક્ષીની વાતો કોર્ટમાં કઢાવી શકે છે. વળી જમીન લાંબા કાળથી પોતાના કબજા ભોગવટા અને માલકીની છે એમ પણ સાબીત કરી શકે છે. થોડાંક કામ ન્યાય કોર્ટમાં લઇ જવામાં આવે તો, માત્ર ઇર્ષ્યા બુદ્ધિથી જમીન સરકારી છે એમ કહી આબાદ રિતે આનંદ કરનારાને પોતાની ફરજ શું છે તેનું આપો આપ ભાન આવશે. આપણે ત્યાં જમીન મહેસુલ સંબંધિ કાયદો સને ૧૯૦૮ માં અમાત્ય સાહેબ સર રોમેશચંદ્ર દત્ત રિટાયર્ડ આય-સી. એસ. હતા તે વખતે ઘડાયો છે. આ કાયદાની કલમોમાં ચોકખું છે કે "સરકારી જમીન બીન પરવાનગીથી કબજે કરશે તેને અમુક પ્રકારની શિક્ષા થશે અને જમીન છોડવી પડશે અગર બીન પરવાનગીથી બાંધ કામ કરશે તેને 'અમુક શિક્ષા થશે." આ શબ્દોનો અર્થ એજ થાય છે કે એવી કલમો ઘડાયા પછી એમાંનું કંઇ કૃત્ય થાય તો એ કાયદામાં ફરમાવ્યા પ્રમાણે તજવીજ થઇ શકે. પરંતુ એ કલમો અમલમાં આવતાં પહેલાં એવું કંઇ કૃત્ય કર્યું હોય તો, તેવું કૃત્ય કરનાર સામે તે કલમોમાં બતાવેલી સત્તા વાપરી શકાય નહિં. મતલબકે સને ૧૯૦૮ પહેલાં સરકારી જમીન કોઇએ કબજે કરી લીધી હોય તો તે છોડાવાય નહિં. તેમજ આ કાયદા અધારે તેની ઉપજ કે દંડ લેવાય નહિં એવો અર્થ નીકળે છે.

૧૩ જ્યાં સીટી સર્વ્હે થએલી હોય ત્યાં સર્વ્હે ખાતેથી મળેલો નકશો તથા સણુંદની મેળવણી કરીને પરવાનગી આપવા ઠરેલું છે. તથા સર્વ્હેનું કામ ચાલતું હોય ત્યાં માપણી કામદાર અથવા સીટી સર્વ્હે તપાસણી કામદારનો દાખલો મંગાવીને પરવાનગી આપવી એમ નક્કી થએલું છે. જે ગામની પાકી સર્વ્હે (સીટી સર્વ્હે) થઇ હશે તેવા ગામે પંચાયતથી બારોબાર પરવાનગી નહિં અપાય. ગામ પંચાયતના નિવેદન ઉપરથી વહીવટદાર–મહાલકરી સરકારી જમીનનું દબાણ થાય છે કે કેમ? અને સાર્વજનિક અડચણ છે કે નહિં તેનો તપાસ કરીને પરવાનગી આપશે.

૧૪ જે સ્થળે સુધરાઇ અગર વિશિષ્ટ પંચાયતો સ્થાપન થએલી હશે તે સ્થળે પરવાનગી આપવાનું અગર પરવાનગી આપવાની ના પાડવાનું કામ તે સંસ્થાઓ કરશે.

૧૫ જ્યાં ગામ વિસ્તારનો નિયમ લાગુ થયો હોય અગર લાગુ કરવામાં આવે ત્યાં ઘરના રસોડા માટે ધુંમાડીયું કરવાની શરત પરવાનગી આપતી વખતે કરવામાં આવે છે માટે એવી સરત કરવામાં આવે તો તેવાં ગામે ધુમાડીયું કરવા તજવીજ કરવી જોઇએ.

૧૬ ઘર બાંધવાની પરવાનગી મળે તેનો લેખી હુકમ દરેકે લેવો જોઇએ. એ હુકમ બરાબર વાંચી જોવો અને તેમાં કંઈ વાંધા ભર્યું લખાણ હોય તો તે સામે મે. વહિવટદાર સા. ને તુરતજ અરજ કરવી (પરવાનગી હુકમમાં લખેલાં માપ સુથાર કડીયા પાસે ભરાવી જોવાં.)

૧૭ ઘર કરવાની પરવાનગીનો હુકમ મળે તે ગમે તેમ ફેંકી ના દેતાં એકાદ ચોપડીના પુંઠે અંદરની બાજુએ ચોઢી દેવો એટલે ખોવાય નહિં અને કોઈક વખત ઉપયોગી થાય.

પરવાનગી લેવા માટે અરજ આપવામાં આવે તેની તથા બીજી જે જે અરજીયો આપવામાં આવે તેની નકલો અરજદારે પોતાના હાથે કરીને પોતાના પાસે રાખવા ચુકવું નહિં.

૧૯ પરવાનગી માટેની અરજ આપ્યા પછી માપવા પધારો એમ કહેવા અગર મજુરી ક્યારે આપશો એમ પુછવા કોઇએ જવું નહિં. અરજી આપ્યાની પહોંચ લેઇને જવાબની ઘેર બેઠાં રાહ જાવી. જો ૩૦ દિવસની અંદર કંઇ જવાબ ન મળે તો નીચે પ્રમાણે એક અરજી રજીસ્ટર લેટર પોસ્ટથી, મે. વહિવટવટદાર સા. ને મોકલી બાંધ કામ શરૂ કરવું. આવી અરજી ઉપર એક આનાની અરજીની ટીકેટ ચોઢવી. પટેલ તલાટી પરવાનગી માટે આપેલી અરજીની પહોંચ આપે નહિં તો, એક બીજી અરજી મે. વહિવટદાર સા. ને તરતજ કરી દેવી કે,-મેં પરવાનગી માટે અરજી આપી તેની પહોંચ મને પટેલ તલાટી આપતા નથી માટે અપાવો. અરજીની પહોંચ ન આપે તેને શિક્ષા કરવામાં આવશે એમ કાયદાથી ઠરેલું છે એટલે આવી અરજી કરવાથી પહોંચ મળશે અને પહોંચ આપવાની ના કહેનારને શિક્ષા થશે.

**વિષય.** ત્રીસ દિવસ થયા છતાં ઘર બાંધવા માટે પરવાનગી મળવા અરજ આપી તેનો જવાબ નથી માટે બાંધકામ શરૂ કરવામાં આવે છે તેની **જાહેરાત**

| |
|---|
| આ સ્થળે એક આનાની અરજીની ટીકેટ ચોઢવી. |

શ્રીમંત સરકાર વિ. મે. તાલુકાના વહિવટદાર સાહેબ.

મુ.........

અરજદાર

મોજે........તાલુકે.........ના રહીશ.........ની સલામ સાથે અરજ કે,

મજકુર ગામે ઘર બાંધવાની મંજુરી મળવા બાબત મેં તા. ના રોજ આપ સા. ના નામની અરજ, અમારા ગામના રા. પટેલની મારફતે આપેલી છે. તેને ૩૦ દિવસ થયા પણ હજુ સુધી મારી અરજીનો મને કંઇપણ જવાબ મળ્યો નથી. જેથી જમીન મહેસુલ સંબંધી નિયમની કલમ ૧૫૬ અન્વયે હું આજથી ઘર બાંધવાનું કામ શરૂ કરૂં છું. તે સા. મે. ને જાહેર થતાં, હું જે બાંધકામ કરૂં છું તેને મંજુરીથી થએલું ગણવા તથા મુદત અંદર કામનો નિકાલ ન કરનાર માટે મરજીસર વિચાર કરવા કૃપા કરશો.

તારીખ. (સહી)....................

૨૦ મંજુરીથી કરવામાં આવતું હોય તે અગર અરજ આપ્યા પછી ૩૦ દિવસ રાહ જોઇને વગર મંજુરીથી કરવામાં આવતું હોય તે બાંધકામ, કોઈ સરકારી નોકરના મોંઢાના હુકમથી અટકાવવું નહિ તેમજ મોંઢાના હુકમથી કે દમદાટીથી કરેલું કામ કાઢી નાંખવાનું કહેવામાં આવે તો તે કાઢી નાંખવું નહિં. લેખી હુકમ માગવો. લખી હુકમ આપે અને તે હુકમ અન્યાયવાળો લાગે તોપણ હુકમનું માન રાખવું અને તે સામે દાદ મેળવવા હુકમ આપનારના ઉપરી અધિકારીને અરજ કરવી. લેખી મનાઇ હુકમ મળ્યા પછી કામ ચાલુ રાખે છે તે સરકારનો અપરાધી ઠરે છે. જો ગેરલાભમાં ઠરાવ થાય તો ડાંડાઇ કરીને કરેલું કામ કાયમ ન રાખતાં સરકાર કઢાવી નાંખવાને પાત્ર ગણે છે. માટે સરકારી નોકરના લેખી હુકમ સામે ડાંડાઇ કરવી નહિ. પણ ન્યાય મેળવવો એ ડહાપણ ભરેલું છે.

૨૧ મુલકી અગર ન્યાય ખાતે કામ ચાલીને જે જમીન સરકારી ઠરે છે તેની સરકારી દફતરે નોંધ રાખવા અને તે નોંધ બરાબર રહે છે કે નહિ તેની મુલકી અમલદારોએ વખતો વખત ગામે મુકામ થાય ત્યારે તપાસણી કરવા વ. હુ. અંક ૧૯ તા. ૧૫-૯-૨૦ થી ઠરેલું છે. માટે ખાનગી માલીકીની જમીન સરકારી ઠરે તો તેવા ઠરાવ સામે આંખો મીંચીને બેસી ન રહેતાં કાયદેસર રિતે ન્યાય મેળવી લેવા તજવીજ કરવી. કેટલાક લોકો એવી માન્યતા ધરાવે છે કે "હવડાં ટાઢું પડવા દો. આ અમલદાર બદલાશે એટલે ફરી મંજુરી માગીશું." પણ તે માન્યતા અજ્ઞાનતાથી છલોછલ ભરાયેલી છે એ ભુલવું નહિં.

૨૨ મંજુરી લીધા પછી એક વર્ષમાં ઘરબાંધવાનું કામ શરૂ ન કરે તો, મળેલી મંજુરી રદ જાય છે અને એક વર્ષ પછી બાંધકામ કરવું હોય તો ફરી મંજુરી લેવી પડે છે. એક વર્ષ પછી વગર મંજુરીએ બાંધકામ કરે તો તે કામ વગર મંજુરીએ કર્યું એમ ગણાય છે. માટે એવા પ્રસંગે ફરીથી મંજુરી લેવાને ચુકવું નહિં.

૨૩ સરકારી તથા સાર્વજનિક હરકતો હશે તો મંજુરી મળી શકશે નહિ એમ આગળ જણાવ્યું છે, તે હરકતો નીચે મુજબની સમજવી.

(ક) ગામના રસ્તાની પહોળાઇ ઠરેલા ધોરણ કરતાં કમતી રહેતી હોય,

( રસ્તાની પહોળાઇનું ધોરણ નીચે પ્રમાણે ઠરેલું છે પરંતુ તે જ્યાં નવીન ગામ વસાવવાનું હોય ત્યારે લાગુ સમજવાનું છે. જુના ગામઠાણમાં તો મુળનો જે પ્રમાણે રસ્તો હોય તેજ પ્રમાણે રહેવા

દેઇ પરવાનગી આપવાની છે. ના. મં. મં. મુ. ઠ્ઠ. અંક ૨૨૨ તા. ૧૦-૭-૧૬ )

## નવીન ગામ વસાવવામાં આવે ત્યારે રસ્તાની પહોળાઇ રાખવાની તે

| રસ્તાનો પ્રકાર | પાંચહજારથી વધુ વસ્તી વાળાં ગામ માટે ફુટ | પાંચહજારથી કમી વસ્તીવાળાંગામે ફુટ |
|---|---|---|
| ૧ મોટા રસ્તા (સરીયામ માર્ગ) | ૩૦ | ૨૦ |
| ૨ નાના રસ્તા (મહોલ્લામાં જવાના) | ૨૦ | ૧૨ |
| ૩ ગલ્લીઓમાંના રસ્તા | ૯ | ૯ |

(ખ) સરકારી જમીનનું દબાણ થતું હોય,

(ગ) જે સ્થળે બાંધકામ કરવાનું તે જમીન અગર તેમાંનો કાંઇ ભાગ સરકારી અથવા સાર્વજનિક કામ સારૂ લેવાનો કે ખુલ્લો મુકવાનો ઠરાવ થયો હોય,

(ઘ) સરકારી ઇમારતને લગતાં માટીનાં અથવા કાચાં છાપરાંવાળાં ઘરો થતાં હોય,

(ઙ) પીવાના પાણીના તળાવથી ૧૦૦ વાર સુધીમાં પરવાનગી મળવા થએલી માગણી વાળું બાંધકામ થતું હોય,

(ચ) સાર્વજનિક વાપર માટે જે જમીન નીમાઇ હોય તેનો તે કામમાં ઉપયોગ થવાને કોઇપણ પ્રકારે હરકત આવે એમ હોય, અથવા

(છ) એ શિવાય સાધારણ રિતે સ્થળ પરત્વે જે કાંઇ વિશેષ હરકત આવવા જેવું હોય, તે હરકતો સમજવી.

૨૪ વગર પરવાનગીયે બાંધકામ કરે કે કરવા માંડે તેને પટેલ તલાટી અગર બીજો કોઇ ગામનોકર બાંધકામ કરશો નહિ એમ કહી શકે છે અને મોંઢાનો હુકમ ન માને તેને લેખી સુચનાપત્ર આપી શકે છે. મોંઢાનો હુકમ ન માને તે કસુરવાન ગણાતો નથી પણ લેખીસુચનાપત્ર મળવા છતાં જે ઇસમ બાંધકામ કરવાનું બંધ કરતો નથી, તેનો મહાલ ફોજદારી ન્યાયાધીશ અગર પેટામહાલ ફોજદારી ન્યાયાધીશ ઇન્સાફ કરી રૂ. ૫૦૦ સુધી દંડ કરી શકે છે. બીનપરવાનગીથી કામ થતું હોય અને પટેલ તલાટી સુચનાપત્ર બજાવે નહિ તેમજ રીપોર્ટ કરી મોકલે નહિ તો તેમનો પણ રૂ ૫૦૦ સુધી દંડ કરવા ઠરાવેલું છે.

૨૫ ઘર બાંધવાની મંજુરી આપવાનું કામ પટેલ તલાટી અને ગામ પંચાયતે મફત કરવાનું છે. છતાં જો તેઓ કંઇ ફી લે તો તેમને ૧ મહીના સુધીની કેદ અથવા ૫૦૦ રૂપીઆ સુધીના દંડની સજા કરવામાં આવશે એમ કાયદાથી ઠરેલું છે,

૨૬ પટેલ તલાટી લેખી સુચનાપત્ર બજાવે છતાં બાંધકામ કરવાનું ચાલુ રાખે તેનો ઉપર પ્રમાણે દંડ થાય છે. વળી થએલું બાંધકામ કાઢી નાંખવા વહિવટદાર મહાલકારી હુકમ કરી શકે છે. પણ જો તે બાંધકાથ પુરૂ થઇગયું હોય તો કાઢી નાંખવાનો હુકમ કરવાની સત્તા જો તે બાંધકામ માલકીની જમીનમાં થએલું હોય તો નામલસુબા સા.ને છે, અને સરકારી જમીનમાં થએલું હોય તો સુબા સાહેબને છે. કરેલું બાંધકામ કઢાવી નાખવાથી ઘણું નુકશાન થવા જેવું લાગે તો અને તે બાંધકામ કાયમ રાખવાથી સરકારી કે સાર્વજનિક હરકત વિશેષ પ્રકારની થાય એમ ન હોય તો અથવા બીજા કોઇ કારણથી કાયમ રાખવા જેવું જણાય તો કાયમ રાખવાનું

શ્રીમંત સરકારની મંજુરીથી ઠરાવવાની નિચેની શરતે છુટ રાખેલી છે. "કરેલું બાંધકામ સરકારી જમીનમાં થયું હોય તો રૂ ૧૦૦ સુધી દંડ લેઇ તથા કબુલત લખાવી લેઇ, ફીરાયુ લેવાની શરતે, અમુક ઉધડ રકમ લઈને કાયમ રાખવું. પરંતુ જો થએલુ બાંધકામ માલકીની જમીનમાં હોય તો માત્ર રૂ. ૧૦૦ સુધી દંડ લેઈને કાયમ રાખવું."

૨૭ બાંધકામ કાયમ રાખવાનું ન ઠરે અને મકાન માલીક હુકમ પ્રમાણે પોતાના ખર્ચે કાઢી ન નાંખે તો સરકાર ખર્ચથી બાંધકામ કઢાવી નાંખવા અને થએલો ખર્ચ મકાન માલીક પાસેથી વસુલ લેવા ઠરેલું છે.

૨૮ પટેલ તલાટીના લેખી સુચના પત્ર સામે ડાંડાઇ કરવાથી ઉપર પ્રમાણે દશા થાય છે. માટે સુચના પત્ર મળે એટલે ડાંડાઇ ન કરતાં કામ બંધ રાખવું અને મળેલું સુચના પત્ર અન્યાયવાળુ હોય તો તે સામે ન્યાય મેળવવા તથા જેનો અન્યાય હોય તેને યોગ્ય શિક્ષા કરાવવા અરજ કરવી એ સારામાં સારો માર્ગ છે.

૨૯ ગામઠાણની સરકારી પડતર જમીનનો કોઇ બીન પરવાનગીથી કબજો કરે તો તેની પાસેથી એક પટ આકાર લેવા અને તે ઉપરાંત નીચે પ્રમાણે દંડ લેવા ઠરાવ્યું છે.

अ. જો કબજો મકાન બાંધવામાં કે મકાનને લગતું કામ કરવામાં કર્યો હોય તો રૂ. ૫ કે કિરાયાના દસ પટ એ બે પૈકી જે વધારે હોય એટલો દંડ લેવો.

ब. જો તંદુરસ્તીને બીગાડ ન થાય એવી રિતે ફળ ફળાદી, શાકભાજી અને તમાકુ અગર મકાઇનું વાવેતર કરવામાં કર્યો હોય

તો રૂ. ૫ સુધી અગર ધારાના દસ પટની રકમ એ બે પૈકી જે રકમ વધારે હશે તેટલા સુધી દંડ લેવો.

क. ઉપર લખ્યા શિવાય બીજી રિતે બીન પરવાનગીથી સરકારી જમીનનો ઉપયોગ કર્યો હોય તો કિરાયાના ૩૦ પટ સુધી અગર વીઘે રૂ. ૫૦ એ બે પૈકી જે વધારે રકમ હોય એટલે સુંધી દંડ લેવો.

૩૦ તા. ૨૦-૩-૧૯૨૪ પહેલાં થએલાં ઝુલતાં છજાં નીચેની જમીન ખાનગી માલકીની હોવા બાબત કોઇ હક્ક રાખે તો તે વાત તેણે સાબીત કરી આપવી. અને તેમ ન કરી આપે તો તે જમીન સરકાર માલકીની માની તા. ૨૦-૩-૧૯૨૪ થી કીરાયુ લેવું એમ ઠરેલું છે ( જુઓ સ-સુ-વ-હુ-અંક ૧૧ તા. ૨૫-૧૦-૧૯૨૬ )

૩૧ સરકારી જમીન ઉપર કોઇ પણ સખસને પોતાના મકાનને ઝુલતુ છજુ કરવું હોય અને તેથી સરકારી અથવા સાર્વજનિક હરકત નહિં થતી હોયતો, જેટલી જમીન છજા નીચે આવતી હોય તેટલી જમીનનું ઠરેલા ધોરણ પ્રમાણે જે તે વખતે અમલમાં હોય તે કાયદા મુજબ કીરાયું અગર આકાર લેવાની સરતે, વહિવટદાર મહાલકરી ઝુલતું છજું કરવાની પરવાનગી આપી શકે છે. પણ ઝુલતુ છજુ કરવાથી તેવી હરકત આવતી હોય અગર રસ્તો સાંકડો થતો હોય તો છજુ કરવા માટે સરકારી જમીન તેઓ આપી શકતા નથી. (માલકીની કબજા ભોગવટાની જમીનમાં ઝુલતુ છજુ અગર વાછોટીયું વિના પરવાનગીયે થઇ શકે છે.

૩૨ ગામઠાણની પોતાના કબજા ભોગવટા અને માલકીની જમીનમાં પાયા ખોદવાનું, કુવો ખોદવાનું તથા અનાજ માટે ખાડા

ખોદવાનું કામ વગર મંજુરીએ થઇ શકે છે તથા તેમાંથી પોતાના ઘર ખાનગી કામ સારૂ અથવા પોતાની ખેતીના કામ સારૂં પથ્થર; પથ્થરની કપચી, મેટલ, ગલગોટા, માટી, રેતી, કાંકરી કે મુરૂમ વિગેરે પરવાનગી શિવાય કાઢીને લેઇ જઇ શકાય છે.

૩૩ ગામઠાણની પોતાની માલકી કબજા ભોગવટાની જમીનમાં ફળફળાદી, શાક ભાજી અને તમાકુ તથા મકાઇના વાવેતર શિવાય બીજું વાવેતર તંદુરસ્તીને બીગાડ થાય એવી રિતે કરે તો તેમ કરનારનો દંડ થાય છે. વળી સરકારી ઇમારતોની આજુબાજુ ઘાસ અગર જલદી સળગી ઉઠે એવા પદાર્થ રાખવા નહિં એવો હુકમ થએલો છે.

૩૪ ગામઠાણની સંકડાસ હોય તો ગામઠાણને જોડીને વહીવટદાર તથા નાયબસુબા પાંચ વીઘાં સુધી અને સુબા અગર સર સુબા પચાસ વીઘાં સુધી ગામઠાણમાં વધારો કરી આપી શકે છે. અને સીમ છેટી પડતી હોય તો સીમમાં પરૂ બાંધવા માટે પણ એટલી જમીન તેઓ મુકરર કરી શકે છે.

૩૫ ગામ નોકરને ઘર બાંધવા સારૂ વહિવકદાર તથા મહાલકરી મફત જમીન આપી શકે છે પણ એવી જમીન મીરો, વેચાણ બક્ષીસ કે ધર્માદા કરવાનો ગામ નોકરને હક્ક હોતો નથી. ગામ નોકર તથા ભંગીને આવી રિતે જે જમીન આપવી તે ગામના ઉંચાણ ભાગમાંથી આપવી એમ ઠરેલું છે,

૩૬ ગામઠાણની બીન કબજાઉ જમીન ઘર બાંધવા કોઇને જોઇતી હશે તો તે કીરાયુ ભરવાની શરતે હરરાજીથી મળી શકશે

પરંતુ મે. પ્રાંત સુબા સાહેબ નીચેનાં કારણે ઉદ્ધડ કિંમત લઇને વગર હરરાજીયે તેવી જમીન આપી શકશે એમ કરેલું છે.

(અ) જે જમીનનો બીજો ઉપયોગ થવા જેવો ન હોય તથા તે જમીન એવા માણસો રાખે એમ હોય કે જેથી નજીકના ઘરથારની જમીનવાળાને ત્રાસ કે હડકત કારક થઈ પડે એમ હોય તો તેવી જમીન હરરાજ ન કરતાં નજીકની જમીન વાળાને આપવી.

(બ) વેચવાની જમીનનો ઉપયોગ કસુર શિવાય કોઇએ ઘરથાર તરીકે કરી નાંખ્યો હોય અને તે હરરાજીથી વેચવાથી ઉપયોગ કરનારને નુકશાન થાય એમ હોય અને નુકશાન થવા દેવું ન્યાયનું લાગતું ન હોય ત્યારે તે જમીન ઉપયોગ કરનારને આપવી.

(ક) વેચવાની જમીન જાહેર હરરાજીથી વેચવામાં તે એવા લોકો રાખે કે જેથી ત્યાં વસતા લોકોની ધર્મ સંબંધી લાગણી દુખાય તથા બીજી રીતે તંદુરસ્તી કે નીતિ સબંધિ લોકોને પીડા થાય એવું હોય ત્યારે.

આ ત્રણ કારણો હોય ત્યાં એ જમીન વગર હરરાજીયે આપી શકાશે. પણ આવી જમીનનો સ્વતંત્ર ઉપયોગ થઇ શકે એમ ન હોય તો તથા તે એવી હોય કે માગણીવાળાની જમીન હોય તેના અંગની (accessary) તે હોય તો આપી સકાશે.

૩૭ મે. પ્રાંત સુબા સા. ગામઠાણની બીન કબજાઉ જમીન પાંચ વર્ષની મુદત સુધી ભાડે આપી શકે છે અને મે. વહીવટદાર સાહેબ એક વર્ષ સુધીને માટે ભાડેથી આપી શકે છે.

૩૮ બીન પરવાનગીથી સરકારી પડતર જમીનનો કબજો કરનાર વિગેરેના જવાબ ગામ પંચાયત, તજવીજદાર કે તલાટી રૂબરૂ ન લેવા એમ ઠરેલું છે. તેવા જવાબ તથા દબાણુ કરનારના અને દબાણુ થયું છે એમ કહેનારના જવાબ વહીવટદાર અગર અવલ કારકુન સાહેબની રૂબરૂજ થવા જોઇએ. વળી ફેરીયતમાં દાખલ કરેલી હકિકત કોઇ સખસ ના કબુલ કરે અથવા તેમાં કંઈ કમી જાસ્તી બતાવે તો વહિવટદાર સાહેબે જાતે ગામ પર જઇ ફેરીયતવાળાની સમક્ષ તપાસ કરી પુર્તતા કર્યા બાદ ફેરીયતમાં હુકમ કરવો જોઇએ એમ ઠરેલું છે.

૩૯ વગર પરવાનગીયે સરકારી જમીનનું દબાણુ કરનારને દબાણુ છોડવા માટે લેખી સુચના આપવી જોઇએ. મોંઢાની દમ દાટી ચાલે નહિં, મોંઢાની દમદાટી દેનારનું વર્તન કાયદેસર ગણાતું નથી.

૪૦ જે તે ગામના ખરાબા અગર પડતર જમીનમાથી બે વિઘાથી વધારે નહિં એટલી જમીન ઘાસની ગંજી કરવાના કામે લોકોને કંઈ પણ કર લીધા શિવાય આપવા સારૂ મુકરર કરી ગામ પંચાયતને સોંપવા ઠરેલું છે માટે વાડા ન હોય તેવા ખેડુતોએ નીચેના નમુંના પ્રમાણેની અરજી મહાલના મે. વહિવટદાર સા. તરફ કરવાને હરકત નથી.

વિષય—ઘાસ ભરવાના વાડા કરવાની જમીન મળવા બાબત

શ્રીમંત સરકાર વિ. મે.........મહાલના વહિવટદાર સાહેબ

મુ..................

અમે નીચે સહીઓ કરનાર મોજે...... .....તા.........ના ખેડુત ખાતેદારો સલામ સાથે અરજ કરીએ છીએ કે.

અમારે નીરણ સંઘરવાના વાડા નથી તેથી અમે આખુ વરસ ચાલે એટલું ઘાસ સંઘરી શકતા નથી. અમારે સોંઘુ ઘાસ વેચવું પડે છે અને મોંઘુ ખરીદવું પડે છે. ખુલ્લી જમીનમાં ઘાસ સંઘરીયે તો હરાયાં ઢોરની તથા અકસ્માત અગ્નિની દહેશત રહે છે. ઘરમાં ઘાસ સમાઇ શકતું નથી. વળી અગ્નિનો ભય રહ્યાં કરે છે. તો અમારી આ અડચણ ટાળવા માટે જમીન મહેસુલ સંબંધિ નિબંધની કલમ ૨૦ (૨) અન્વયે અમને કંઇ પણ કર લીધા શિવાય વાડા કરવાની જમીન આપવા કૃપા કરશો.

તારીખ

( સહીઓ )..................

---

૪૧ જે ગામોએ સુધરાઇ અગર વિશિષ્ટ પંચાયત નથી ત્યાં ગામ પંચાયતની સંમતિથી વહીવટદાર—મહાલકરી વસ્તીના પ્રમાણ ઉપર નજર રાખીને ઉકરડા માટે જમીન મુકરર કરી શકે છે. આવી જમીન વસ્તીનાં મકાનથી ૧૦૦ વાર છેટે અને તે ગામની ચારે બાજુએ મુકરર કરવી કે જેથી કોઇને ઘણું છેટું પડે નહિં. આવી મુકરર કરેલી જમીનમાંથી ખાતાદાર દીઠ ૪ વીશ્વાસી સુધી જમીન બીન દાવાની કબુલ લઇ વગર આકારથી તથા હરરાજી શિવાય આપવી એમ ઠરેલું છે. આવી રિતે મુકરર કરેલી જગાએ કોઇ ઉકરડા ન નાંખતાં વાડામાં અથવા કાયદેસર કબજાની જમીનમાં નાંખે તો તે સામે શ્રી. સરકાર તરફથી કંઇ વાંધો લેવાનો નથી, આવા

ઉકરડાથી નજીકની વસ્તિને ત્રાસ થાય છે એમ જણાશે તો મે. સુબા સાહેબ યોગ્ય હુકમ કરશે એમ ઠરેલું છે.

ઉકરડા માટે જે ગામે જમીન મુકરર થઈ ન હોય તેવા ગામે ગમે ત્યાં સરકારી પડતર જમીનમાં ઉકરડા નાંખી શકાય છે. પણ જે ગામે ઉકરડાની જમીન મુકરર થઇ હોય છે તે ગામે મુકરર થયેલી જમીનમાંજ ઉકરડા નાંખવા પડે છે. જે ગામે ઉકરડાની જમીન મુકરર થઇ હોય તે ગામે ઉકરડા માટે નીમ થયા શિવાયની સરકારી પડતર જમીનમાં જે સખસ ઉકરડા નાંખે તેનો વહિવટદાર —મહાલકરી રૂ. ૫ સુધી દંડ કરી શકે છે. તથા ઉકરડા ઉઠાવી લેવાની મુદતબંદી લેખી નોટીસ આપે છતાં ઉકરડા ઉઠાવી ન લે તેનો રૂ. ૫ સુધી તેઓ દંડ કરી શકે છે અને ઉકરડા કઢાવી નાંખતાં જે ખર્ચ થાય તે પણ વસુલ લેઇ શકે છે. ઉકરડા માટે જમીન મુકરર થઇ હોય છતાં બીજે ઉકરડા નાંખે તો ગામ પાંચાયત ૪ આના સુધી દંડ કરી શકે છે.

૪૨ ખાસ કામે નીમ્યા શિવાયની સરકારી જમીનમાં ખત્રી, છીપા, ભાવસાર, ગળીયારા, રંગરેજ વિગેરે લોકો નદીના કીનારા ઉપર અથવા તળાવની પાળ ઉપર ખરાબા જમીનમાં પોતાના ધંધા સારૂ ચુલા કુંડીયો વિગેરે કરીને ઉપભોગ કરે તેમજ કોઇ ખેડુત હક્કનું અતિક્રમણ કર્યા શિવાય પેટા ખરાબાનો ઉપયોગ કરે તથા માલકીનાં ઝાડ ફરતાં વાડોલીયાં કરે અને તેથી સાર્વજનિક હરકત થતી ન હોય તો તે જમીનનો આકાર કે દંડ લેવો નહિં એમ ઠરાવ્યું છે. વળી એવી જમીન ખેતરમાં પાણી લઇ જવા માટે વાપરે, ખાતર એકઠુ કરવા વાપરે અથવા એવા જ બીજા કામ સારૂ દેશી રિવાજને

અનુસરીને ઉપભોગમાં લે, તો તથા વિશેષ ફાયદો મેળવવાના હેતુથી નહિં પણ રોજીંદાના કામ ચલાઉ કામ સારૂ એટલે કે ઢોર બાંધવા સારૂ, મુસાફરીના પ્રસંગે મુકામ કરવા સારૂ કિંવા એવા જ બીજા સાહજીક કામ સારૂ વાપરે તો; તેમજ ખેતરમાં પાણી લઇ જવાની નીંક સિવાય બીજા કારણે બે વસા સુધી જમીન વાપરે તો, એવા પ્રસંગે આકાર લેવાનું સખ્તાઇ ભરેલુ છે એવું વહીવટદાર–મહાલકરીને અથવા તેમના હુકમથી તેમના અવલ કારકુનને લાગશે તો તેઓ આકાર અને દંડ લેવો નહિં એમ લેખી હુકમથી ઠરાવી શકશે એમ નક્કી થએલું છે.

૪૩ સંવત ૧૯૬૩ ની સાલમાં દબાણ બાબત કયું ધોરણ રાખવું તે મે. રા. રા. સર સુબા સાહેબના રિપોર્ટમાં નીચે પ્રમાણે બતાવ્યું છે.

(ક) ભુલથી અગર અજાણપણાથી કોઇ ખેડુતથી કબજો થયો હોય, અને વાવેતર કરી દીધુ હોય અને ગામ કામદાર કબજો છોડાવાનું કહે તેથી દબાણ કરનાર કબજો છોડી દે છતાં પણ તેની પાસેથી દંડ લઇને અથવા વધારે દંડ કરીને **સરકારની ઉપજ વધારવી એવો નિયમનો મુળે જ હેતુ નથી.**

(ખ) ભુલથી અગર અજાણપણાના કબજા માટે તો તેણે કોઇ પણ ફાયદો મેળવવાના હેતુથી કબજો કર્યો ન હોય તેમજ ફાયદો મેળવ્યો ન હોય અને કબજો છોડી દે તો તેના આકારની પણ માફી નિયમમાં બક્ષેલી છે એટલે તેવી માફીમાં જે કબજા આવતા હોય તેની ઉપજ લેવાની નથી.

(ગ) ગામ કામદારે કહ્યું છતાં ડાંડાઇ કરીને કબજો છોડે નહિં તેમજ જાણી બુજીને સરકારી જમીન દબાવી પોતાની જમીનમાં ભેળવી દેવાના ઇરાદાથી કબજો કરેલો હોય અથવા તો વિશેષ ફાયદો મેળવવાના ઇરાદાથી કબજો કર્યો હોય કે કાંઇ કામ કર્યું હોય તો તે કામના ગુણદોષ અને કસુરનું પ્રમાણ તથા તે કરનારની સ્થિતિનો વિચાર કરી તે ઉપર નજર રાખી ઘટતો દંડ લેવો એવો નિયમનો ઉદ્દેશ છે.

(ઘ) ઘણા ખરા ગામ કામદારો થતા કબજા કે કામ અટકાવવાની દરકાર રાખતા નથી તથા થએલા કબજા કે કામો હુકમ પ્રમાણે કઢાવી નાંખવાની ફરજ બજાવતા નથી અને સુખેથી બેસી રહે છે તથા તેથી એવા કબજા તથા કામો દિન પ્રતિદિન કાયમ રહી વધતાં જાય છે અને રૈયત ઉપર નાહક દંડનું ભારણ વધે છે. આથી તેઓ પૈસા સંબંધિની તંગીમાં આવી એ સ્થિતિમાં તેઓ દુર્બળ થાય છે અને નવીન ખેતી વધારવાને તથા જુની ખેતી કરવાને અશક્ત થાય છે.

(ઙ) ગામ કામદારો તરફથી તેમજ બીજા નોકરો તરફથી થવાની તજવીજ થઇ છે કે નહિં એ જોવાનું તથા તેમ થતું ન હોય તો તે બાબત ઘટતા ઇલાજો લેવાનું મુલકી અમલદારોનું કામ છે.

૪૪ બીન પરવાનગીથી થએલું બાંધકામ કાયમ રાખવામાં આવે તો ત્યાર પછી તે કૃત્ય બીન પરવાનગીનું ગણાય નહિં એવું વ. હુ. નં. ૪૪ સને ૧૯૧૩-૧૪ આ. પ. પૃષ્ઠ ૧૭૯૭ થી ઠરેલું છે.

૪૫ ગામઠાણુમાંનાં આંગણાં સંબંધી ચાલુ સાલે ધારાસભામાં કડી પ્રાંતના સભાસદ શ્રી પોપટલાલે ઠરાવ રજુ કર્યો ત્યારે મે. રા. રા. સર સુબા સા. તરફથી જવાબ મળ્યો છે કે, "આંગણાની જમીનમાં ઢોર બાંધવા માટે કોઇ પણ વખત મનાઇ કરી નથી. નીયમથી પણ નહિં અને અમલથી પણ નહિં—મકાન બાંધે ત્યારે આ હરકત આવે છે."

૪૬ અરજીની પાવતી આપવી એમ અરજીઓ બાબત નિયમની કલમ ૧૯૦ (૪) થી ઠર્યું છે માટે ઘર બાંધવાની પરવાનગી માગવાની અરજી આપનારે પટેલ પાસેથી પાવતી લેવાને ચુકવું નહિં.

૪૭ જમીનનું માપ હોય તે કરતાં કમી જાદે માપ પટેલ અગર તલાટી લખે અને તેમાં પટેલ તલાટી સહી કરે અથવા માલ-કીની જમીન હોય તેને જાણીબુજીને સરકારી લખે કે સરકારી હોય તેને માલીકીની લખે તેમજ એકની જમીન જાણીબુજીને બીજાને નામે લખે. તો તેમણે ગામ નોકરી સંબંધિ નિયમની કલમ ૧૯૩ પ્રમાણે તેમને સસ્પેંન્ડ કરી શકાય તથા ફોજદારી રાહે કે ખાતાની રૂહ્યે શિક્ષા કરી શકાય એવી કસુર કરી એમ ગણવું એવું શ્રી. સરકારે ઠરાવ્યું છે.

૪૮ પટેલ મતાદાર પ્રાંત ફો. ન્યા. થી નીચલી ન્યાયાધીશોને ઇન્સાફ કરવાની સત્તા છે એવો ગુન્હો કરે તો તેની હયાતી સુધી, પ્રાંત ફો. ન્યા. ને ઇન્સાફ કરવાની સત્તા છે એવો ગુન્હો કરે તો તેની ઉતરતી એક પેઢી સુધી અને રાજકીય અથવા જમીન સંબંધિ કામમાં નિમકહરામી કે ભારે હયગય કર્યાનું ખાતાની રૂઇએ સાબીત થશે તો વધારેમાં વધારે ત્રણ પેઢી સુધી તથા શ્રી. મહારાજા સાહેબ વિરૂદ્ધ કે આ રાજ્ય વિરૂદ્ધ

ગુન્હો કર્યાનું સાબીત થશે તો વધારેમાં વધારે હંમેશ માટે તેનું મતુ કમી કરવાનો અધિકાર શ્રીમંત સરકારે મે. રા. રા. સરસુબા સા. ને આપ્યો છે. આ શિવાયના બીજા પ્રસંગે પણ એને બરતરફ કરવામાં આવે તે વખતે એમ જણાય કે તેની હયાતીમાં તેના વારસથી નોકરી લેવી એ પણ બરાબર નથી તો તેવો હુકમ મે. રા. રા. સરસુબા સાહેબ કરી શકે છે.

૪૯ ગામ પંચાયતનું કંઇપણ કામ દેખીતી રિતે અન્યાય ભરેલુ, રાજ્યના હિત વિરૂદ્ધ કિંવા ઠરેલા ધોરણ વિરૂદ્ધ થતુ હોય તો તે બાબત મહાલના વહિવટદાર સાહેબ તરફ લેખી જાહેરાત આપવાની જવાબદારી ગામના કિંવા જથાંના માટે તે જથાના મુખ્ય ગામના પટેલ તલાટી ઉપર છે એમ ગા. પં. સં. નિબંધની કલમ ૫૦ થી ઠરેલું છે.

૫૦ કોઇ પંચાયત તરફથી પોતાનું કામ બરાબર થઇ શકતું નથી અગર તે પોતાના અધિકારનો ગેર ઉપયોગ કરે છે એમ જણાઇ આવે ત્યારે તે પંચાયતનો અધિકાર થોડી મુદત સુધી બંધ રાખવાનો અગર તે પચાયતના બદલે બીજી પંચાયત નીમવાનો અગર પંચાયત પૈકી ફક્ત કસુરદાર પંચોને કમી કરી તેમની જગ્યોએ બીજા પંચો નીમવાનો મે. રા. રા. સરસુબા સા. ને અધિકાર છે એમ ગા. પં. સં. નિબંધની કલમ ૫૩ થી ઠરેલુ છે.

૫૧ ગામ પચાયતના પંચોને કોઇપણ જવાબદારી કે ગુન્હા બાબત સરકારી નોકર ગણવા જોઇએ એમ ગામ પં. સં. નિબંધની કલમ ૫૬ (૨) થી ઠરેલું છે.

**૫૨ રૂશ્વત આપવા જવું એ કૃત્ય વડોદરા રાજ્યમાં**

**ગુન્હો બનતો નથી એમ ( ૪ વડોદરા લો રીપોર્ટ ૫૭ થી ) ઠરેલું છે. લાંચ લેનારને વડોદરા રાજ્યમાં ત્રણ વર્ષ સુધીની ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અગર એ બન્ને સજા થાય છે. લાંચ આપનારો સાચો સાક્ષી પુરે તો લાંચ આપ્યાનો તકસીરવાન ગણાતો નથી.**

**૫૩ સરકારી નોકર જોડે વગ ચલાવવા માટે કાંઈ લાંચ લે અને તેમાં તે સરકારી નોકર મદદગારી કરે તો મદદગારી કરનારને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંની ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બન્ને શિક્ષા થાય છે.**

૫૪ કોઇ સરકારી નોકરની પાસે કંઇ મુકદમો ચાલતો હોય તેમાં નિસબત રાખનારા પાસેથી તે નોકર વગર કિંમત આપ્યે કંઇ વસ્તુ લે અગર ઓછી કિંમત આપીને લે, મેળવે અથવા લેવાની કબુલ કરે યા મેળવવાની કોશીષ કરે તો તેને બે વરસની મુદત સુધીની કેદની યા દંડની યા એ બન્ને શિક્ષા કરવી એમ ઠરેલુ છે. આવા પ્રસંગે કેદની શિક્ષા આસન હોવી જોઇએ એમ ઠરેલું છે.

૫૫ કોઇ સખસ સરકારી નોકર હોય અને તે લાંચ લઈને અથવા દ્વેષબુદ્ધિથી કોઇ ઇન્સાફી મુકદમાના કોઇપણ ભાગમાં કંઇ નિવેદન, હુકમ, ફેંસલો અથવા ઠરાવ કરે યા કહી સંભળાવે અને તે કાયદાથી વિરૂદ્ધ છે એમ તે સખસ પોતે જાણતો હોય તો તેને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની યા દંડની યા એ બન્ને શિક્ષા કરવી એમ ઠરેલું છે.

**૫૬ કોઇ સખસ સરકારી નોકર હોય અને તેવા સર**

કારી નોકર તરીકે પોતે કેમ ચાલવું એ બાબતનો કંઇ કાયદાનો હુકમ તે જાણીબુજીને ન માને તો તેને નીચે પ્રમાણે શિક્ષા કરવી એમ ઠરેલુ છે

કોઇ સખસને નુકશાન કરવાના ઇરાદાથી યા તેથી કરીને પોતે તે સખસને નુકસાન કરશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં તે પ્રમાણે કરે તો તેને એક વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની યા દંડની શિક્ષા યા એ બન્ને શિક્ષા કરવી.

૫૭ કોઈ સખસ સરકારી નોકર હોય અને તે પોતાનો અમલ ચલાવવા સારૂ અથવા તે સંબંધમાં પોતાના કાયદેસર મહેનતાણા શિવાય યા ઉપરાંત બીજો કંઇપણ અવેજ પોતાને માટે યા બીજા કોઈ સખસને માટે લે યા મેળવે કે લેવાનું કબુલ કરે યા મેળવવાની કોશીશ કરે અથવા પોતાના સરકારી હોદ્દાથી પોતાના અખત્યારનો કંઇપણ ગેરવ્યાજબી ઉપયોગ કરીને લોકોને યા કોઇ પણ સખસને તોટો નુંકશાન યા ત્રાસ પેદા કરવાના ઇરાદાથી યા તેમ કરવાથી લોકોને યા કોઇ પણ સખસને તોટો નુકશાન યા ત્રાસ પેદા થશે એવો સંભવ છે એમ જાણવા છતાં પોતાના સરકારી હોદ્દાના અખત્યારનો કંઈપણ ગેરવ્યાજબી ઉપયોગ કરે તો તે સખસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની યા દંડની યા એ બન્ને શિક્ષા કરવી.

૫૮ કોઇ સરકારી નોકર પાસે તેનો કાયદેસર અખત્યાર અમલમાં અણાવીને બીજા શખસને નુંકશાન કરવાના ઇરાદાથી સરકાર

નોકરને ખોટી ખબર આપે તેને છ મહીના સુધીની બેમાંની ગમે તે પ્રકારની કેદની યા દંડની યા બન્ને શિક્ષા કરવી એમ ઠરેલુ છે પણ તે દંડ એક હજાર રૂપીઆથી વધુ ન હોવો જોઇએ એવી આંટ રાખેલી છે.

૫૯ કોઇ સખસ ઈન્સાફી કામના કોઈ ભાગમાં ઇરાદાપૂર્વક ખોટી સાક્ષી આપે અથવા ઇન્સાફી કામના કોઇ પણ ભાગમાં વપરાય એવા કારણસર ખોટો પુરાવો બનાવે તેને સાત વર્ષ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની તથા દડની શિક્ષા થાય છે અને એ **શિવાયને બીજે પ્રસંગે જે સખસ ઇરાદા પૂર્વક ખોટી સાહેદી આપે અથવા ખોટો પુરાવો બનાવે તેને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સિક્ષા કરવી. વળી તે દંડને પણ પાત્ર થશે એમ ઠરેલુ છે.**

૬૦ ખોટો દાખલો આપે અથવા ખોટા દાખલાપર સહી કરે તેને તથા દાખલો ખોટો છે એમ જાણ્યા છતાં ખરા તરીકે વાપરે તેને અને ખોટો પુરાવો જાણ્યા છતાં ખરા તરીકે વાપરે તેને ઉપરના પ્રેરેગ્રાફ ૫૮ પ્રમાણે શિક્ષા થાય છે. કોઈ સાક્ષી કાંઇ અવેજ લઇને અથવા મેળવીને કે લેવાનું કબુલ કરીને અથવા મેળવવાની કોશીષ કરીને ફુટે એટલે કે જુબાનીમાં ફેરફાર કરવા કબુલે અથવા ગેરહાજર રહેવાનું કબુલે તો તેવા સાક્ષીને ઉપરના પ્રેરેગ્રાફ ૫૮ પ્રમાણે શિક્ષા કરવા ઠરેલું છે.

**૬૧ જે સખસ જબરાઇથી કઢાવવાનો ગુન્હો કરે તેને ત્રણ વર્ષની મુદત સુધીની ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બન્ને શિક્ષા કરવી એમ કરેલું છે.**

**૬૨ સરકારી દફતરમાં સરકારી નોકર ખોટી નોંધ કરે મુદ્દાની વાત ન નોંધે અથવા ખોટો લેખ બનાવે અથવા તેમાં ફેરફાર કરે તેને અથવા તેવાને મદદગારી કરે એને સાત વર્ષ સુધીની ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બન્ને શિક્ષા કરવી એમ ઠરેલું છે.**

૬૩ કોઇ પણ સરકારી નોકરને અગર ગામ પંચાયતના મેમ્બરને લાંચ કે વગર કિંમત આપીને અથવા ઓછી કિંમત આપીને કંઇ વસ્તુ લેવાનો માગવાનો કે મેળવવાનો હક્ક નથી તેમજ મેળવવા કે લેવાની કોશીષ કરવાનો પણ હક્ક નથી. જબળાઇથી કઢાવવાનો પણ તેઓને હક્ક નથી તેમજ દમદાટી દેવાનો કે ગેર કાયદે કનડવાનો પણ હક્ક નથી. સરકારી કાયદાથી જે રિતે કામ કરવા ઠરાવ્યું છે તેજ રિતે તેમણે કામ કરવું જોઇએ, તેથી વિરૂદ્ધ ચાલે તે ગુન્હેગાર થાય છે એમ ઠરેલું છે.

૬૪ ઉપર પ્રમાણે હોવા છતાં જે માણુસ ગેરકાયદે વર્તન કરનારાઓથી ડરીને ચાલે, તેમનો દબાવ્યો દબાય, તેમનાં ડોઘલ ભરવા પૈસા આપે, હિણાઓનું અદીઠ કરીને નભાવે અને પછી પોતાના દોષ છુપાવી રાજ્યની કે રાજ્યના કાયદાની નિંદા કરે તે માણુસ અક્કલવાળો હોય છતાં બેભાન ગણાય છે. ભાઇઓ! બેભાન બનવાને બદલે સાચા શૂરવિર બની તમને ફોલી ખાવા માટે ઉન્મત્ત થઇને ફરનારાનું ભાન ઠેકાણે લાવો.

# લેખકના બે બોલ.

ભાઇઓ !

ઘર બાંધતાં પહેલાં મંજુરી લેવાનું શ્રીમંત સરકારે ઠરાવ્યું છે તે કોઇ પણ જાતની આવક વધારવાના હેતુથી નથી, આપણ મંજુરી માગીયે છીએ તેથી શ્રી સરકારની આવકમાં કંઇ વધારો થતો નથી અને ન માગતા હોઇયે તો કંઇ તોટો આવતો નથી. પરંતુ વગર મંજુરીયે બાંધ કામ કરવામાં આવે અને કદાચ તેમાં સરકારી જમીન દબાય અથવા સાર્વજનિક અડચણ આવે તો, હજારોની ઇમારત ન તોડી નાંખવી પડે અને એવા પ્રસંગે પ્રજા વર્ગ મોટી નુકશાનીમાં ઉતરીને પાયમાલ ન થાય; એની પાળ રૂપ શ્રીમંત સરકારે મંજુરી લેવાનું ઠરાવ્યું છે. શ્રીમંત સરકારે લાંચ લેનારાને તથા પ્રજાને ગેરકાયદે કનડનારાને ચીરી નાંખવાના સારામાં સારા ઇલાજો કાયદામાં દાખલ કર્યા છે; શ્રીમંત સરકારે કોઇ સ્થળે ઠરાવ્યું નથી કે તમને કનડે એને તમે પૈસા આપજો. આ સ્થિતિ હોવા છતાં કોઇ હરામી હલાલી તમને અદુકડા રાખે અને તમે માથું ખણુતા ઉભા રહો તથા તમારા દુઃખનો અવાજ બહાર કાઢો નહિં તેમાં શ્રી. સરકારનો શો દોષ? માણસ મટીને ઘેટાં શા માટે બન્યા છો? ઘેટાં મટીને માણસ થાઓ એટલે વરૂનું ટોળુ આપો આપ વિખરાઈ જશે. કોઇ રાજ્ય કેળવણી પાછળ ખર્ચ નથી કરતું એટલી અનહદ દોલત આપણું રાજ્ય કેળવણી પાછળ ખર્ચે છે. સરસ્વતિ હોય ત્યાં શઠનું કંઇ ઉપજતું નથી. આપણા રાજ્યે ગામોગામ સરસ્વતિ દેવીનાં મંદિર સ્થાપ્યાં છે. શ્રીમંતની કેળવણીથી આવેલા

બળનો એકાદ આંચકો તો કરો? પછી જુઓ કે એકજ હાકોટાથી ચરૂઓનું ટોળુ વિખરાય છે કે નહિં? કાયદાથી દુઃખી થવું પડતું હોય તો રાજ્યનો દોષ કાઢીયે! પણ મઝાનો કાયદો હોય છતાં દુઃખ ભોગવતા હઇયે તેમાં રાજ્યનો દોષ કેવો? દુઃખી થઇયે છીયે આપણી અજ્ઞાનતા તથા કાયરતાથી અને જુઠી જીબાનથી છતાં ખોટો દોષ રાજ્યને આપીયે તો આપણા જેવો પાપી અને લબાડ બીજો કોણ? સત્યવક્તા થાઓ, ભઇલાઓ! સત્યવક્તા થાઓ!! સાચને કદી આંચ નથી. રાજ્યને માથે ખોટો દોષ ઢોળવો છોડી જે ખરા પજવનારા છે તેમની પાછળ પડો, એટલે દુઃખનો આપોઆપ અંત આવશે.

દબાણના દંડ લઇને અગર પાછલા આકાર વસુલ કરીને રાજ્ય આવક વધારવા માગતું નથી. ઘર બાંધવું ન હોય ત્યાં સુધી મંજુરીની જરૂર રાખી નથી. પ્રજાને પિડનારાને રાજ્ય સજા કરવા તૈયાર છે તથા મંજુરી અને દબાણ તથા ઉકરડા વિગેરેના કામમાં કોણે કઇ રિતે વર્તવાનું તે નક્કી થએલું છે. તે સઘળુ અમે આ પુસ્તિકામાં સરળ રિતે સમજાવ્યું છે. આશા છે કે દરેકે દરેક ભાઇ બ્હેન આ પુસ્તકના વાંચનથી પોતાને પિડનારા સાચા પિડકો કોણ છે તેમને સારી રિતે ઓળખી શકશે. અને તેવાઓને તેમની કાયદેસર ફરજનું ભાન કરાવી શકશે.

આ પુસ્તિકામાં જણાવ્યા વિરૂદ્ધ જ્યાં જ્યાં થયું હોય અગર થતું હોય તેની અમને ખબર આપવા કૃપા કરશો. તમારૂં નામ બ્હાર પડે એમાં તમે ગભરાતા હશો તો અમે તમારૂં નામ બ્હાર નહીં પાડીયે પરંતુ પત્ર વ્યવહાર કરી શકાય એવું શિરનામું લખી

જણાવી સત્ય વિગતોની માહિતી અમને પુરી પાડજો. ઘર બાંધવાની મંજુરીની અરજીની પહોંચ ન આપવામાં આપે તો અમને ખબર આપજો. તથા તે અરજીનો ૩૦ દિવસમાં જવાબ ન મળે તો પણ અમને જણાવજો. અમને ખબર આપો તે સાથે તમે જે જે અરજીયો કરી ચુકયા હોવ તે તમામની નકલો મોકલજો. અમારૂં શિરનામું નીચે મુજબ છે. વળી કોઈ કાળે અમને રૂબરૂ મળવાની ઇચ્છા હોય તો અમે દરેક મંગળવારે અને શનીવારે પાનસરમાં મળી શકીએ છીયે. બાકીના દિવસોએ પાનસર ગામે અમારી મુલાકાત થવાનો સંભવ ઓછો છે. માટે શનીવાર અને મંગળવાર શિવાય રૂબરૂ મળવા આવવું નહિં એ ઉત્તમ છે. જો ઘણા માણસોની ઇચ્છા અમને મળવાની હોય તો બધાનો ટાઇમ અને ગાડી ભાડું ન બગાડતાં અમને તપારા ગામે બોલાવજો.

મુ. પાનસર.
( ઉત્તર ગુજરાત. )

લી૦ સેવક
**સોમનાથ મ. દવે.**
વ્યવસ્થાપક પરોપકાર કાર્યાલય.

---

# વડોદરા રાજ્યની પ્રજાને વિનતી

કોઇ ભાઇને કોઇ સરકારી નોકર તરફથી, પટેલ તલાટી તરફથી અગર ગામપંચાયતના મેમ્બરો તરફથી અથવા ચોદશીયાઓની ટોળી તરફથી કોઇ પણ પ્રકારની ગેરકાયદે પજવણી થતી હોય, પજવણીના લીધે નાણાં આપવાં પડે એમ હોય કે આપવાં પડ્યાં હોય, પજવણીના લીધે ગેરકાયદે વેઠ કરવી પડી હોય કે કરવી પડતી હોય તો અમને નીચેના શિરનામે ખાનગી ખબર આપજો. નનામું લખશો નહિં. તથા તમારા સાથે પત્રવ્યવહાર કરી શકાય એવું પુરેપુરૂ શિરનામું લખવાનું ચુકશો નહિં. તમારૂં નામ બહાર નહિં પાડીયે તેની ખાત્રી રાખજો.

## દરબારોના દુઃખીયા ખેડુતોને વિનંતિ.

તમારા દરબાર અયોગ્ય રીતે વિઘોટી વધારો કરતા હોય, તમને જમીન અને ઘર છોડી ચાલ્યા જવાનું કહેતા હોય અથવા વેઠમાં તગડતા હોય કે બીજી કંઇ કનડગતો કરતા હોય તેમ જ નબળાં વર્ષે છુટ તહકુબી ન આપતા હોય તો તમારાં સાચાં દુઃખ જણાવી સલાહ તથા સહાય મફત મેળવજો.

વ્યવસ્થાપક, પરોપકાર કાર્યાલય
મુ. પાનસર (ઉત્તર-ગુજરાત)

ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસમાં પટેલ મૂળચંદભાઇ ત્રિકમલાલે છાપી. ઠે. પાનકોરનાકા-અમદાવાદ.

# જુજ ખર્ચમાં ઝાઝો લાભ

## પરોપકાર પત્રિકા

રૂ. ૧-૮-૦ મની ઓર્ડરથી મોકલનારને તા. ૩૧-૧૨-૧૯૩૦ સુધીમાં પ્રસિદ્ધ થશે તેટલી પરોપકાર પત્રિકાઓ મોકલવામાં આવશે. ઉપરાંત નીચેના ૮ પુસ્તકો પહોંચતાં કરવામાં આવશે.

## પુસ્તકોનાં નામ

૧. વેઠનો ટીકાવાળો ધારો ૨ બાળલગ્ન ૩. મોં-બદલો ૪. ઘરથારની મંજુરી ૫. આયપત વેરો ૬. ઢબો અને ભેરાણ ૭. ચૌદશીયા ટોળી કે ચંડાળ ચોકડી ૮. પટેલ પાડો કે સુડી વચ્ચેની સોપારી.

## સસ્તી જાહેર ખબરો

અમારાં પુસ્તકોની ૧૦૦૦ તથા પત્રિકાની ૨૦૦૦ કોપી નીકળે છે. પુસ્તકનાં એક પેજ જેટલી જાહેર ખબરનો દર એક વખત માટે માત્ર રૂ. ૩-૦-૦ છે અને પત્રિકામાં તેટલી જાહેર ખબર છપામણીનો દર એક વખત માટે માત્ર રૂ. ૩-૦-૦ છે.

વ્યવસ્થાપક-પરોપકાર કાર્યાલય
મુઃ પાનસર ( ઉત્તર-ગુજરાત )